શ્રી નવલ.

# મુંબાઇની અલબેલી
ને
# ચોપાટીનો ચસ્કો.

ભાગ ૨ જો.


છપાવી પ્રસિદ્ધ કર્તા

નટવરલાલ ભોગીલાલ ત્રિવેદી.

ડુમરાલ બજાર—નડીઆદ.


કીંમત એક આનો.

પુનાના સમગ્ર હિંદના આયુર્વેદ પ્રદર્શનમાંથી ચાંદ મેળવનાર

# ડા—બી. કે. શાહની પ્રખ્યાત દવાઓ

રત્નાપુર ઓફીસ—

નાર (આણંદ)

## જુલાબની ગોળીઓ

ઘણીજ અકસીર, સુંદર તમજ લેવાને સુગમ પડે તેવી રૂ. ૦-૧૪-૦

## તાવની ગોળીઓ

રોજીઓ, એકાંતરીઓ. ચોથીઓ હરેક તાવ માટે અકસીર ૧-૮-૦

## ફીવર મીક્શ્ચર

હરેક જાતના તાવ માટે અકસીર રૂ ૧ ૦ ૦

## મરોળ મીક્શ્ચર

મરોડ, જલંદર, કમરો, પાડુ, તાવ તથા પેટના દરદો માટે અકસીર રૂ ૧-૮-૦

## વિર્યસ્થંભન ગુટિકા

ધાતુ સંબંધી દરેક દરદો મટાડે છે. રૂ ૨ ૮-૦

## દિપાગ્નિ ગુટિકા

પાચક, સ્વાદિષ્ટ દીપન તથા વાયુના દરદો મટાડે છે રૂ. ૦ ૮-૦

## બાળકો માટે

શિશુજીવન ૦-૧૨-૦ બાળાગોળી ૦-૮-૦

ખાપરીયુ ૦-૮-૦

## આંખને માટે

નયનાનંદ ૦-૮-૦ સુરમો ૦-૮-૦

ચંદ્રોદયાવર્તી ૦-૮-૦.

મુખ્ય એજન્ટસ — "રત્નાકર" ત્રિપાઠી

સોલ એજન્ટ — ઓ. જે. શાહ, કરમસદ.

ॐ પ્રેમસ્વરૂપાય નમઃ

શ્રી નવલ.

# મુંબાઇની અલબેલી

ને

# ચોપાટીનો ચસ્કો.

ભાગ ૨ જો.

લેખકઃ—

ડાહ્યાલાલ સોમેશ્વર ત્રિપાઠી. મુ. પંડોળી.

છપાવી પ્રસિદ્ધ કર્તા

નટવરલાલ ભોગીલાલ ત્રિવેદી.

ડુમરાલ બજાર—નડીઆદ.

આવૃતિ ૧ લી. પ્રત ૨૦૦૦

સંવત ૧૯૭૯ ઈ. સ ૧૯૨૩

કીંમત એક આનો.

## સુચના.



શ્રી શારદા વિજય પ્રી. પ્રેસમાં શા. હરજીવનદાસ અમરસીએ
છાપી —અમદાવાદી બજાર—નડીઆદ.

ॐ

# મુંબાઇની અલબેલી ને ચોપાટીનો ચસ્કો

## ભાગ ૨ જો.

### પનોતી પથારીને પ્રાતઃકાળ

અલબેલી—સૂર્યોદયનાં કિરણ ઝળક્યાં, હવે પ્યારા તમે જાગો;
પથારી પ્રેમની પ્યારી, પનોતા પીયુજી ત્યાગો;
બાપુ દાતણ કરી લ્યોને, ચા' તૈયાર કરી લઉં છું.
રસોઈ હું આજ કરવાની, મારા સમ સત્ય કહીદઉં છું.
જમીને નાથ જાવું છે, હીરાનો હાર લેવાને,
બંગડીઓ સાથે લાવીશું, બીજે પણ મન મનાવોને,

શેઠ—ઉઠયો કે તરત તું વળગી, બાપુ થાને હવે અળગી;
બપોરે નોકરી સળગી, શુકનમાં જીભડી બળકી;
ભુખ્યો છું કાલનો બાપુ, અત્યારે ચુંક આવે છે;
ચઢ્યો છે તાવ તે તો જો, જાણીને શું સતાવે છે:
મફતીયો વૈદ બોલાવો, ચયુ તેની દવા લાવો;
નહિ તો થાશે મુઝારો, ચુ થીના જીવ આ મારો:
જરા સારૂં થયે જાશું, માગેલું ઝટ લાવીશું;
કમાણી કર્મની માતા, પ્યારી તું જ મન મનાવીશું.

અલબેલી—હમારીને ઠગો છો શું, લાગે છે ઢોંગ ધુતારા;
મુકીદો એ સો ચાળા, સમજુ છું બોલ મરમાળા;
વીત્યુ તું કેટલું કાલે, સંભારો તો ઘણું સારૂં
હઠો અજમો ફકાવું છું, દવાલઈ મેં કરો કાળું.

શેઠ—ઘુડુડુ પેટમાં બોલે, ફાટે છે હાથ પગ મારા
અરેરે આંકડી આવે, ખાઉં છું ખાસ સમ તારા;
દુખીને શું દબાવે છે, મરેલાને મુંઝાવે છે;
રીબાતા ને રીબાવાને, અરે શું શિર ઝુકાવે છે.

અલબેલી—હઠો છો કે નહી પ્યારા, બળ્યા આ પેટના ગાળા;
કુડા છે કર્મના કાળા, બોલાવું બંગડી વાળા;
જાઓને નોકરી કરવા, ટકોરા દશના વાગ્યા;
લાગી હોય ભુખ જો ભારી, ચણા મમરા લઈ ફાકયા

શેઠ—જાઉં છું નોકરી કરવા, ભુખ્યો તરસ્યો અરે મરવા;
દયા તું લેશના લાવી, જાગ્યો કે લાગી કળકળવા.
થયો ટાઈમ હવે જાઉં, કરો તમે પ્રીયા ખાવું;
ટકોરા બારના વાગે, ગમે ત્યાંથી અહીં આવું.

(ગયાપછી) (જાય છે)

અલબેલી—મુલેશ્વર હું હવે જાઉં, ખરીદુ બંગડી છાની
જમીને ઝટ પરવારૂ, તળી લઉ પુરી મનમાની.
અહો બંસી તમો પ્યારા, લાગો છો આંખના તારા;
મુવા શેઠ હાથ કરનારા, તેથી છો આપ રૂપાળા.

હૃદય તમ પ્રેમને ચ્હાતું, થયુ છે સ્થિર અચકાતું;
સુવાની પ્રેમ ઘુટ ગળવા, નથી હા લેશ અચકાતું.
પાડોશીપ્રેમી—મઝાની તું મનોહારી, ખુમારી પ્રેમની ભારી;
લચેલાં અંગની લાલી, કહે કયાં ગઇ ઉડી તારી.
અનુપમ ખાદીની સાડી, મઝાની તેં કયાં સંતાડી,
તરૂણી ચોળી તસ તસતી, તેણે તો વાત વંઠાડી.
ચળકતા કેશ નાગણશી, મોહકને મન હરનારા;
ગુલાબી લાલ અધર શાણી, ચુમ્યે અમૃત ઝરનારા.
સ્તને સ્મર ચિન્હ દેખીને, ભલા મુજ ભાન ભૂલેલું;
ખીલ્યે નારંગી લજવાતી, ગયું કયાં નુર ઝુલેલું.
પોયણ શું પેટ દેખીને, અરે આ ચંદ્ર હરખાતો,
કોમળ કદળીસમી જંગા, ભાળી ગજરાજ મલકાતો
ચમકતાં બાણ આખ્યોનાં, હૃદય ઝખમી બનાવે છે;
નચાવી નેનમાં સૌને, મસ્તિ કઇ ઓર મચાવે છે.
ગઇ લાલી બધી ચાલી, દુઃખી શું શેઠની શાણી,
ભલાએ દુઃખડાં ત્યાગી, બનો મુજ પ્રેમનાં શાણાં.
અલબેલી—પતિની આપદા ભુરી, ધરોને કાન ઓ પ્રેમી;
બનીઆ બ્હાવરી બાળા, ખરે છે આંખમાં લાળા;
પોણુ ક્ષનમાં સદા રહેતી, બનીને મસ્ત મલકતી;
લ્હાવો લુંટવા સહુ સહેતી, અડધી અડધી થઇ ફરતી
ઠ ખ્યા વોણુ નીકળી હુ છુ ભ્રમર ઘેલા મઝા માણો;

પાડોશી પ્રેમી એ મારા; પ્રીયા પોતાની આ જાણો

પાડોશીપ્રેમી–પ્રેમીની પ્રેમ ઘેલી છો, પાઠો સૌ પ્રેમના ભણજો,
જેવા છે શેઠ તેવો હુ, પતિ સમ આ પ્રીયા ગણજો.
ફરમાવો કામ સેઠાણી, મને પોતા સમો જાણી;
ઉતાવળ આજ છે મારે, હવે હું જાઉ છુ શાણી,

અલબેલી–મંદીર મોટા તરફ જાવા, મોટર એક મોકલો આજે:
ખરીદી વસ્તુની કરવી, કહુ તમ પ્રેમની કાજે;
ત્યાં છે ભોઇવાડામાં, રહેલાણી બંગડીવાળો;
ચીનને જર્મનીની સૌ, ફેશનો ત્યાં વસી ભાળો;
જતાં પ્રીય કામ આ કરજો, મોટર બસ એક મોકલજો
પછી અહી સાંજના મળજો, દુખી થઈ દુ:ખ પરહરજો

પાડોશીપ્રેમી–સલામી સ્નેહની આપી, હવે વિદાય થાઉં છું;
હૃદય સોંપ્યું તમોને આ, ભુલીને ભાન હુ જાઉ છું;
(જાયછે)

મોટરવાળો–બંસીએ મોકલ્યો મુજને, ફરો આ મોટરે મ્હાલી;
ઝપાટી પાલવે જાવા કરો આજ્ઞા અરે વ્હાલી;

અલબેલી–પ્રથમ તો ભોઇવાડામાં, રહે જ્યાં બંગડીવાળો;
પછી તો ફેન્સી સેલે, સાડી ને પોલકાંવાળો,
લઇ ચાલો ઝપાટામાં, નહી તો શેઠની શુળી;
ટકોરા બારના વાગે, સુકાશે પ્રેમમાં પુળી;
(મોટરમાં જાય છે ને ભુલેશ્વરે ઉતરે છે.)

બંગડીવાળો-શેઠાણી ક્યાં તમે ચાલ્યાં, અમારી પાસ આવોને.
નિહાળી ફેન્સી ચુડી, પછી અહીંથી સીધાવોને;
બીજે ઠામે બંગડી આવી, તમોને નહીજ મળવાની,
લેશો નહી પણ જુવો શાણાં, ઉદાસી જોતાં હરવાની;
જોયો આ સ્ટોક તેનો જે, બધો ચીનથીજ આવ્યો છે
અંતરમાં દુઃખના ધરશો, પૈસો શેઠે કમાવ્યો છે;

અલબેલી-છાની છપની બધી વાતો, તમોને ક્યાં અરે કરવી,
હૃદયનાં દુઃખ જે મારાં, કહી છાતી કરૂ હળવી;
પડી માખી ચુસે તેવો. પડયો પાને અરે સ્વામી,
આહું હું પ્રેમ પ્રેમીનો, પડીએ પ્રેમમાં ખામી,
લોભી મુજી નથી મરતો, પાજી પુંજી બધી ભરતો.
પૈસાના એક વાપરતો, માગુ તો મનમહી લવતો,
થેલી પૈસા તણી મારી, ઉતાવળમાં છે વીસારી
ઉધારે લેવી પણ સારી, આપોને થઈશ ઉપકારી.

બંગડીવાળો-પૈસાનો કંઈ નથી વાંધો, જોઈએ તે જાત છે માગો;
નાણાં લઈશ શેઠની પાસે, મિઠી શરમ હવે ત્યાગો.
ચળકતા હીરલા વાળી? કહોને આપુ હુ કેવી,
ગાળો કેટલો જોઈ દેતાં, વખાણું આંધળી જેવી.

અલબેલી-આળો જોઈ લ્યો પ્રથમ મારો, કાઢો પછી માલ બહુ સારો
ગુલાબી ગુલ જેવી હું, છોગાએ હાથના મારા,

બંગડીવાળો-કહ્યું થાણી તમે સાચું, હવે તમ હાથ લાંવોને,
સમાલી અંગને બેસો આઘાં અહીં આમ આવોને
પહેર્યું મલમલ ઢાકાનું, તેથી તો દેહ દેખાયે;
મારા સમ પહેરજો ખાદી, તેનાથી જાત ઢંકાએ.

અલબેલી-વહાલા વેણુ મરમાળાં, બધાંએ ઠીક હું સમજું
તલસતાં ચક્ષુ અણિઆળાં, દીસેછે પ્રેમના ગરજુ.
કરી મોહબત તરછોડે, તેવા શું હાથ નરછોડો;
ચઢાવો ધ્યાન આપીને, નહી મમ હાથ મચકોડો;
છોલાયો હાથ તો જો જો, રસીલા ગાળ દેવાની;
ચઢાવોને ધીમા ધીમા, નથી હુ દુઃખ સહેવાની;
ઉઝરડા લાલ જો થાસે, મગજ મારૂજ ચસકાશે;
ઝાલ્યા જે કોમળ હાથો સહેલાણી તે તો સાંભરશે;

બંગડીવાળો-ચતુરા ચીત હરનારી, મધુરાં માન ખાનારી;
ચરકી છે ડાગળી મારી રસીકા પ્રેમ પાનારી;
હેયુ મુજ હાથના રહેતું, હવે તલસાવના પ્યારી;
હૃદયે થાય છે કૈંઇ કૈંઇ, મુઝાવોના મનોહારી;

અલબેલી-મધુરા બોલ મરમાળા, ઠગારા ઠીક ઠગનારા;
લગાવી મોહની મુજને, હૈયાના હાર હરનારા;
કરો હ્યો પ્રેમની કીંમત; પ્રેમી પાસમાં રહીને;
વિંધાયુ બાણુથી હૈયુ, ચમક મુજ આંખથાં થઈ છે.

સદા દર્શન તણા બાને, પ્રેમી તમ પાસ આવીશું:
રહ્યાં દર્શન થએ પ્રશન, જલ્લે સારી ઉઠાવીશું.
બંગડીવાળો–પાણી પી ઘર પુંછુછુ, નવેલી નામ બતલાવો;
નિશાની સ્થાનની આપી, આવું ક્યાંએજ સમજાવો.
યુવાની જે દિવાની છે. લહાવો તેનો લુટીશું:
કુસુમ કળી ખીલેલી જે, ચતુરા નિત્ય ચુંટીશુ.
અલબેલી ગુલાબ વાડી મહી રહેતી; વિહારીનાથને બાળે;
કપુરી સૌ મને કહેતા; જોતા સૌ આંખને ચાળે.
પિયર છે આમદુ મારૂ; લાલી છે નામ ત્યાં રૂડું;
ચરોતરનીએ બલીહારી, થાયેના કામ ત્યાં ભૂંડું;
હવે મુબાઇની અલબેલી, સોનેરી નામ પંકાતું;
આવી મુંબાઇ હું જ્યારે, જરા આ મૂખ મલકાતું;
બંગડીવાળો–અહો સૌન્દર્યની મુર્તી, હૃદય મંદિર પધરાવું:
પુજા પ્રિય પ્રેમની કરતાં, અનેરાં પુષ્પ છવરાવું;
કપુરી પાન જેવી તું, કપુરી પાનના જેવી:
કટોરી પ્રેમની પા-પી, ભલે રહી ઝેરના જેવી;
ઉભયની સ્નેહ ગ્રંથીમાં. વિહારી લાલ તારો છુ;
જીવન ભર પ્રેમના માટે, રસીકડી દાસ તારોછુ;

---

અલબેલી—ભારે ઉપકારનો બોજો, નહિ ઉચકાય મારાથી;
તમારો પ્રેમ ઓ પ્યારા, વધ્યો મુજ આંખ તારાથી;
પનોતા પ્રેમ રસ પીવા, સંધ્યાએ આવજો વહેલા;
છેલ્લાના ખેલ ખેલાવી, બનોના કામમાં ઘેલા;
બંગડીવાળો—પિયુ હશે તારો રાતે, જાણે તો બાર હા વાગે;
અંધારી એકલી રાતે, મારા સમ જાગજે આજે.
અલબેલી—જમીને સાત વાગ્યા જ્યાં, દુકાને શેઠ જવાના;
જુઠું જ્યાં દુઃખ ગાઉં ત્યાં, બધા ઉભરા સમાવાના;
સતી થાતાં પતિ પાસે, પ્રભુ પેઠ પ્રેમ કરવાની;
આંસુડાં ઢાળી રડવાને, મજાના ઢોંગ ધરવાની;
બંગડીવાળો—ગુલાલવાડી મહીં રહોછો, ગલીનું નામ ક્યાં દ્યો છો;
પતિનું નામ શું કહોછો? સીધો રસ્તો બતાવોને;
અલબેલી—સીનેમા રેંટીયાનું જે, અમારી પાસ આવ્યું છે;
કે'છે ચકમતણી ચલીસ્થાન મેં જે બતાવ્યું છે;
તમારી વાટ જોવાને, ઉઘાડી એક જાળી છે;
આવી અંદર ઘુસાવાને, પછાડી એક બારી છે;
હવે હું જાઉંછુ પ્યારા તમો ત્યાં આવજો રાતે;
ભોજન પણ ત્યાંજ લેવાનું, નિશાને આવજો સાતે;
યૌવન ઘેલા ચતુર માળી, માફી તસ્દી બદલ લેજો;
હવે જવા રજા આપી, મારા સરખુ કંઇ કેજો;

(જાયછે)

× × × × ×

શેઠ—આવ્યો છું બાર વાગ્યાનો, રખડતી ક્યાં તું ભચકાતી;
નથી ખાવાનુ ઠેકાણું, દુઃખો દેતાં ન લજવાતી;
અલબેલી-ગમે તેવા પતિ મારા, પ્રેમી છો દુઃખ હરનારા;
ક્ષમા કરજો બોલાયા જે. બોલો બહુ દુઃખ કરનાર;
સતિ છું આપની શાણી, સૌભાગ્યે કહેછે શેઠાણી,
મારા સમ નહી હવે બોલુ, પડ છુ આજ ઝંખવાણી;
ભુલીને ભાન જે બોલી. હવે નહી તે બોલાવાનું,
આડી અવળી કં ચાલ્યે, હવેતો નહિ ડોલાવાનુ;
ગમે તેવી પીટયા કહેતા, છતાં સતી તમારી છું;
સતી સીતા સમી લેખો, પિયુ હું પ્રાણ પ્યારી છું,
સીધાવો શેઠ આવ્યાતા, ગયા કહી મોકલો વહેલા;
ચોંટીના રહે ખરૂં કેજો, મોંઢું જોઇ બેસે તેવા.
હશે કૈં કામ સત્વરનું, દુકાને રાત રહેવાનું
મનેતો બીક બહુલાગે વિયોગે દુઃખ સહેવાનુ;

શેઠ—જાઉછુ શેઠ આવ્યા તો, તમે ના લેશ મુઝાશો;
ખાવાનું હોય તો ખાઇને. સૂવોના લેશ પસ્તાશો;

લેખક—મીઠી વાણી મધુરીની. સુણીને શેઠ સંતાયા;
તમાસો યારનો જોવા, સંતાતાં નહી ખંચાયા.
ફરી ઇસારો બોલાવ્યો ત્યાં, જાળીથી નાખ્યો ઉલાળો;

ઉઘાડી આવીને મળતાં, પરસ્પર પ્રેમ બહુ વ્યાપ્યો;
કચરડી દાંત જોતામાં, તમાસો પ્રેમનો લાગ્યો.
અલબેલી–જમી લ્યોને અરે વા'લા, જમાડી નીત્ય જમવાની;
કાઢી છે કાસ પીટયાની, તેને તો નીત્ય દમવાની.

શેઠ–(સ્વગત)
સતિ કે શંખણી હેવી, પુજ્ઞુ એક કરૂણુ સેવી;
ઠગારી એ ઠગે કેવી, જોયા જેવુ થશે આજે;
મળીદા માલ ઉડાવે છે, મને ભુખ્યો ઝુરાવે છે;
ફસાવીને સતાવે છે, યારોની યારીને કાજે.
અજાણ્યો થઇ અહીં આવું, ફાવેના લેશ સંતાવું;
અકળે ત્યાં દેશે તજી, હવે તો એજ કરવા દે.

બંગડીવાળો–બેઠક્ષુ તેં દુઃખ શા માટે, હવે ન એવું કે કરતી;
રસોઇથી હાથ કાળા છે, ધુમાડા આંખમાં ભરતી;
શેઠ–ઉઘાડી જા અહી નીચે, હજીએ સાંભળ્યુ કે નહિ;
થાકયો છુ ધાંટા તાણીને, ઉઘાડો સાંભળ્યું કે નહીં;
અલબેલી–રસોડા માંહિ પેઠી છું, તેથી મમ હાથ છે એઠા;
આવું હું પાંચ મિનીટે, ઉભા ત્યાં બેસજો હેઠા.
બંગડીવાળો–મારો બેટો કયાંથી આવ્યો, હવે સંતાડ ઓ બાપુ;
નહી તો આબરૂ જાશે, બન્યો બેહાલ ઓ બાપુ;
ગધેડી ઓ સુણ્યું કે ના, નીચે આવી ઉઘાડી જા;

સાળી કેમ જાત એ રંડા, કુભારજા ઝટ ઉઘાડી જા;
બંગડીવાળો-જાણ્યું કે શેઠ કોપાયો છે, રંગમાં ભંગ પડવાનો;
હવે સંતાઇ એ બાપુ, અકર્મીં આવી નડવાનો;
અલબેલી-પહેરી લ્યો વસ્ત્ર આ મારાં, થાઓ મારી સખી શાણી
ઘુમટડો તાણજો મોટો, કહીશ કંચન તણી ભાણી;
બંગડીવાળો-પહેરૂં ચણીઓ અને ચોળી, ઉપર આ સાડી ખાદીની
બોલીને બહુ અકડઅક થાતાં, કરીશ હું વાત મનમાની;
(પહેરી લાજ કાઢી બેસે છે.)
અલબેલી-બળી ગાળો તમારી આ, સહુનના લેશ તે થાતી;
ઉભી સળગી ગઇ સૂણી, હૃદયે ખાખ થઇ જાતી;
(શેઠ ઉપર આવે છે.)
શેઠ-કહે આ કોણ આવ્યું છે, ઠળ્યો આ રાંડ આ ક્યાંથી;
હીરા માણેક તણી ચુની, તણો ચળકાટ આ ક્યાંથી;
પહેરી છે બંગડી નવલી, બીલોરી તેજ દીસે છે;
તમારાં ભાણી આ કેવાં, ભરાયાં જાણે રીસે છે;
અલબેલી-ભાણીનું નામના દેશો, બિચારી કોમળી કાયા;
બેસો કચકચ મુકી ઠાલી, સતાવો ના કરી ચાળા;
બંગડીવાળો-મીઠા મોહક અને ગરજી, અલીબેન શેઠ રૂપાળા;
ચાળા ચસકા કરે છાના, બોલે છે બોલ મરમાળા;
અલીબા પ્રેમના કોડા, અટકચાળે સતાવે છે,
ભીચેલી આંખના ચાળે, પાંપણો પટપટાવે છે;

શેઠ—બીજો । જેવાં કનક કળશો, ભાણીના કયાં ખીલેલા છે?
ચમકતા આંખ તારાથી, ભેજા બસ ભાન ભુલેલા છે.
અલબેલી—જવા દો વાત વંઠેલી, મોઇ છે ભાગ્યની ભુંડી,
પતિ નાનો મળ્યો તેને, સાસરે સાસુ તણી લૂંડી,
બિચારી દુઃખથી રહતી, ઘડી મુજ પાસ આવી છે;
પડે તે દુઃખ સ્હેવાને મુઝાતી ને મનાવી છે
થાકીને આવ્યા છો આજે, બેસો હુચા મુકી દઉં છું,
ભાણીના કર્મના કાળા, સુણો હું તો હવે જઉં છું;
શેઠ—પરોપકારી થઇ પ્યારી. અજબ એ વાત ન્યારી છે.
થયો આફ્રીન તેના પર, ખીલેલા ગુલ કયારી છે;
અહીં આવો તમે ભાણી, સુણ્યું તમ દુઃખનો કહાણું;
કરો મુજ સાથે મ્હેમાની, મુબારકનો હું છું સ્હેલાણી,
બંગડીવાળો— રસીલા રંગ માણું શું? જવા સમય થયો મારો,
હજી તો સાસરે જાવું, સસરો છે પ્રાણ હત્યારો;
દીવો લઇને મુકી જાઓ, નીચે એ શેઠ શાહજાદા,
થાકેલાં છેક પુરો બા, ઉપકારો નથી વીસરતા,
શેઠ—ગુલાબી સુરખી ગાલોની, મને આજે બતાવોને;
પછી લટકા મહીં લલના ભલે અહીંથી પધારોને;
બંગડીવાળો—મારા સમ આજ બોલો તો, વખત આવ્યે વળી થાશે;
અજયું ના હાથ મચકોડો દુઃખો છું દેહનું થાશે;
કપુરી બા તમે આવો, મુકાવો હાથ આ મારો;

સતાવે શેઠ શેઠાણી, વાંકો છે આજનો દા'ડો;

શેઠ—(ઘુમટો ખસેડી જોવા જતા)

નવેલી નાર આ ક્યાંથી, વધેલો વાળ ઉછાળો;
કુલ્યો ફાલ્યો બડો દેખુ, ભાણી કે ભાણો મુછાળો,
ફાગ્રે મુછો ઝુપાશેના, બોલો સાચુ અરે બાવા
મજાનો ભેદ સમજાવો, સળગતા અંગમાં લાળા;

લેખક—શેઠાણી સહેજ ગભરાયાં, પડી આ હાથમાંથી ત્યાં;
તડાકે બંગડી તુટી, કરમનું પાપ ફુટ્યું જ્યાં;

બંગડીવાળો— (પ્રગટ)

બચ્ચાજી બંગડીવાળો, જુઓ હું બીલ લઈ આવ્યો;
જરા તમને બનાવાને, મજાના કામમાં ફાવ્યો;

શેઠ—અરે કંજડા તને દેખી, જાણ્યુ તું ઘર માર્યું છે;
પહેરીને લાલ ચીદરડી, પીતાનું નામ તાર્યું છે;
પાડોશી આવજો સૌ એ, મૂછાળો ચોર આવ્યો છે;
લાવી આ રાંડ બોલાવી, સખો એનો મજાનો છે;
પોલીસ દાદા તમે આવો, હરામી હાલ જોવાને;
ખીસ્સાં કાણાં તમારાં જે, ભરાશે લીડ ખોવાને;

લેખક—ધમાધમ આ મજાની તે, ટપકતા રંગ ક્યારા છે;
લહેરી એક પાનની બીડી, ખવરાવો સમ મારા છે;
બાકી આ રક્ત ટપકાવાને, ત્રીજા ભાગે ટપકવા દો;
સલામી છે હવે સાહેબ, બીડી બસ એક પીવાદો,

श्री हरी महा समर्थ.

# શુદ્ધ સાચા મોતીનો સુરમો.

આ સુરમો શ્રીમાન કુટુંબોમાં ઘણીજ હોંશથી વપરાય છે. આંખની ગરમી, દુખાવો, કળતર લોહીવિકાર, ફુલું જાળું, આંખ શરૂઆતનો મોતીયો શોર્ટ સાઇટ, પાણી ગળવું, પડા બાઝવા, આંખની અંદર ખીલ પડવા, વાંચતાં લાલ પીળા રંગ દેખાવા, તેજ સહન કરવાની આંખની નબળાઇ, વિગેરે દરેક પ્રકારનાં આંખનાં દરદોમાં આ સુરમો ઘણોજ ફાયદા કારક સાબીત થઇ ચુકયો છે. સાચા માલનાં ખરાં દામ પણ આપવાં જોઈએ. પરંતું હમે લોભને બાજુએ મુકીને માત્ર પડતર કિંમત ઉપર નહીં જેવોજ નફો ચઢાવીને આ સુરમો તોલા ૧) ના રૂ. ૮-૦-૦ના ભાવથીજ વેચીએ છીએ નમુનો ત. પાઈસલીસ્ટ એક આનાની ટીકીટ બીડવાથી મોકલીશું.

## ખાંસી.

જો તમોને ઉધરસ આવતી હોય, દવા ખાઈને થાકયા હો અને ફાયદો જોઇતો હોય તો મંગાવો આ ગોળી ગમે તેવી ઉધરસ દમ. છાતીમાં દુખાવો, શુળું તાવ વિગેરે દર્દો તાત્કાળીક મટાડી ખોરાક પચાવી ઝાડો સાફ લાવે છે. ગોળી ૫૦ની એક ડબીની કીં. ફક્ત રૂ ૦॥ પોસ્ટેજ જુદું.

મળો યા લખો. શા. નટવરલાલ સુરમાવાળાની કંપની.

નડીઆદ (ગુજરાત)

# મશીનરી.

## ફ્લોર મીલ, રાઈસ મીલ, અને પંપવાળાઓને માટે ઉમદા તક.

નીચે જણાવેલી મશીનરી તથા સ્ટોર કોઈપણ કંપની કરતાં સસ્તે ભાવે મળશે.

ઓઈલ એન્જીનો, રસ્ટન, રુબી, નેશનલ B. H. P ૫—૧૦—૧૫—૨૦—૩૦

ફ્લોર મીલો- બ્લેકસ્ટોન સરદાર ૧૪-૧૮ ૨૦ ઈંચની
રાઈસ હલરો- એન્જલબર્ગ નં. ૧ લક્ષ્મીહલરો નં. ૧
સેન્ટ્રીફ્યુગલ પંપો—રસ્ટન ૨॥x૨॥, ૩x૪, ૪x૫, ઈંચના રોટરી પંપ ૧।x૧। ૨x૨ ઈંચના સ્ટીમ એન્જીનો. બોયલરો વિગેરે તથા ઈંગ્લીશ લેધર બેલ્ટીંગ, કન્ટ્રીલેધર. બેલ્ટીંગ, સ્કેન્ડીનેવીયન બેલ્ટીંગ, ઓપાક્ષી બેલ્ટીંગ, રોટ આયર્ન સ્ટીલ પુલીઓ, પેડીશલ્સ સાદાં, રીંગવાળા, માઈલ્ડ સ્ટીલ, સાફ્ટીંગ, હલરની દરેક સ્પેર પાર્ટસ, ઓઈલ એન્જીનોના સ્પેરપાર્ટસ, ક્રુડઓઈલ, બરમાનું ક્રુડ ઓઈલ એસીયાટીકનું બર્નીંગ ઓઈલ, સીલન્ડર ઓઈલ, લોખંડ દરેક સાઈઝની પાઈપો વિગેરે.

**સી. આર કોન્ટ્રાકટર એન્ડ કુંપની**

ન્યુ તથા સેકન્ડ હેન્ડ મશીનરી મરચંટ

પ્રીન્સેસ સ્ટ્રીટ, રામચંદ બીલ્ડીંગ

બ્રાન્ચ—સુરત. મુંબાઈ